॥ૐ॥

# રાવળ ધર્મ સંબંધી ઇતીહાસ.

Reg No 10119

## ગુરૂ મહીમા સહિત.

...ંડ પુરાણના સત્તરમા અધ્યાયને અનુસારે.

---

લખી છપાવી પ્રસિદ્ધ કરનાર.

**મહારાજ માનદાસ હેમાનંદજી.**
ગામ ઉખરોજ તાલુકે વીરમગામ.

---

અમદાવાદમાં ચુડીઓળમાં આવેલા ધી રત્નસાગર પ્રા-
ન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

---

આવૃતી બીજી    પ્રત ૧૦૦૦
સંવત ૧૯૬૯    સને ૧૯૧૩

કિંમત ૨ આના.

શ્રી ગણેશાય નમઃ

# રાવળ ધર્મ સબંધી ઇતીહાસ.

દુહા.

સુનકાદીક સુખદેવજી, પુછે નારદ પાસ;
ખટ દરશનની ઉત્પતી, સબહી કરો પ્રકાશ.
રાવળ જોગી કાપડી, કેમ ભયા મુનીરાય;
તે કારણ સર્વે કહો, બીન બીન સમજાય.

ટીકા—બ્રહ્માંડ પુરાણના સતરમા અધ્યાયમાં સુનકાદીન શ્રી સુખદેવજી આદી બીજા સર્વ મુનીઓ નીમીશારણ્યને વિષે કથા રૂપી યજ્ઞ કીરતાહુવા તે ટાણે નારદમુની દેવલોકમાંથી અંતરીક્ષ મારગે આવતા ભયા. સર્વ રૂષીઓએ સોળ પ્રકારની પુંજા કરીને નમ્રતાથી પ્રણામ કર્યા ને ઉંચા આસન ઉપર બેસાડયા તે વખતમાં બ્રહ્મ પુરાણની કથા ચાલતી હતી તે વખતમાં ભગવાન વ્યાસજી હતા નહી એટલે ખટ દરશનની ઉત્પતીની રૂષીને ધુંચવણ થઇ; નાર. સુનકાદીકઆરે સુખદેવજીએ કહ્યું કે હે નારદજી, ખટ દ. રાનને, રાવળ જોગી, અને કાપડી, એ કયા આશ્રમમાં અને કયા વર્ણમાં ઉત્પન્ન થયા.

ચોપાઇ.

તબ નારદ બોલે હરખાઇ, સબ ઉત્પતી કહું મેં ગાઇ.

સૌનક સુખદેવ સુણો મુનીજ્ઞાની, અતિ વિખ્યાત કહું
મેં ક્યાની.

આદીં અનાદી સનાસી શોભે ઊ, વિધી હરીહર પાર
નાલ એઊ;

તેહી સનાસ કરમ અતી ભારી, વેદ વીરંચી કહેત પુકારી.

ટીકા—ત્યારે નારદ મુની એવું પ્રશ્ન સાંભળીને હરખવાન થઇને બોલ્યા જે તમે ખટ દર્શનની ઉત્પત્તીનું પ્રશ્ન પુછો છો તે તમને સર્વ કારણ વીસ્તારીને કહું છું તે તમે સાંભળો. હે સોનક! હે સુખદેવ! હે બીજા સર્વ મુનીઓ! આ કથા અલૌકીક છે તે હું તમને વીગતવાર કહું છું તે તમો સર્વ ધ્યાન દઇને સાંભળો. સન્યાસ પદ આદ અનાદી આદ એટલે છે છે ને છે. અને અનાદી એટલે હતું જ, જેમ દરીઆનો પાર નદીઓ પામતી નથી તેમ સન્યાસપદનો પાર કોઇ પામતું નથી. પ્રથમ-પ્રરમસુન સન્યાસી તેના મહાસુન સન્યાસી, મહાસુનના આત્મસુન સન્યાસી, દેવસુન સન્યાસી, દેવસુનના અવીગત સન્યાસી, અવીગત સન્યાસી, અવીગતના નીરાકાર સન્યાસી, નીરાકારના અજરાઅમર સન્યાસી અજરાઅમરના મહાદેવ સન્યાસી અજનમાના લોકો—

અષ્ટશ્લોક.

નવકોટી દુરધા, સતકોટી શંભુ,
અનંત કોટી વીષ્ણુ, એક પદં મગનેસંમ,

સુખદેવજીવાચ—સુખદેવજીએ કહ્યું કે હે મહારાજ

નવકોટી દેવીઓ છે. અને સતકોટી શંભુ છે અને અનંત કોટી વીષ્ણુ છે અને એક પદમ ગણપતી છે તેમાં પુજવા યોગ્ય ગણપતી કયા ? એક શાસ્ત્રમાં એમ કહ્યું છે કે શીવે ગણપતીને કર્યા, અને કોઇ બીજા શાસ્ત્રમાં એમ કહ્યું છે કે ગણપતીએ શીવને કર્યા અને નવકોટી દેવીઓ છે તેમાં કોઈ શાસ્ત્રમાં એમ કહ્યું છે કે એક દેવીએ ત્રણ દેવ ઉત્પન્ન કર્યા અને કોઇ શાસ્ત્રમાં એમ કહ્યું છે કે વીષ્ણુએ સર્વ દેવીઓ કરી તેમાં આદી દેવી કઇ.

દુહા.

તબ નારદ એમ બોલીયા, સુણો વચન સુખદેવ,
ભીન ભીન તમને કહું, પુછો તેનો ભેદ.

ટીકા—ત્યારે નારદે કહ્યું કે આદી માયા બ્રહ્મથી થઇ આદી માયાથી ત્રણ દેવ થયા તે વાર્તા સત્ય છે તેનું નામ તે આદ વીષ્ણુ આદ માયા તેનું નામ લક્ષ્મી અને માયાથી માયા તેનું નામ સતી અને આદ શીવ તે અજનમ્યા કેમકે જનમતા કે મરતા નથી તેમની અર્ધાંગના તે સતી આદ વિષ્ણુની અર્ધાંગના તે લક્ષ્મી ત્રીજા દેવ તે બ્રહ્મા. તેમનું નામ વીધી બ્રહ્મા તે વીધી સર્વ સૃષ્ટી ના કર્તા.

શ્લોક.

મુખે સો બ્રાહ્મણ, બાહુ સો ક્ષત્રી;
ઊર સો વૈષ્ય, પદમ સો શુદ્ર.

ટીકા—નારદ ઉવાચ—નારદ કહે છે કે હે શૌનકાદીક રૂષી, હું તમને ચાર વર્ણની કથા કહું છું તે વર્ણ

ધ્યાન દઇ સાંભળો. વીધી બ્રહ્માના મુખથી દશ બ્રાહ્મણ ઉત્પન્ન થયા. પાંચ દ્રાવડ, પંચ ગોણ, અને બાહુ એટલે હાથ તેમાંથી શંભુ મનુ રાજા ઉત્પન્ન કર્યા, અને ડાબા હાથમાંથી રાણી શતરૂપા ઉત્પન્ન કરી. ઉરથી વંશ વિશ્વકર્મા ઉત્પન્ન કર્યા અને પગથી મતંગ રૂષી ઉત્પન્ન કર્યા એ ચાર વર્ણ થઈ.

દુહા.

અબ એહી વીધી વિષે કહતહું, સુણો હો સર્વ મુનીસ.
વર્ણ સુરસે ભીન હે, જાત સુજાત ખટ ઇસ.

ટીકા—નારદ ઉવાચ—નારદ કહે છે કે વર્ણ જાત વીજાત જાત એટલે મનુષ્ય વીજાત એટલે દેવ તેથી ખટ દરશન જુદા છે હવે સન્યાસનું કારણ કહું તે તમે સાભળો.

હવે જંગમ જોગી ને કાપડી તેનું કારણ કહું તે સાંભળો. એક સમે બ્રહ્માનું તાળવું ફાટયું તેમાંથી રૂધીર નિકળયુ તેમાંથી રૂદ્ર ઉત્પન્ન થયા તેમનું નામ ભુંતાદિક પ્રભુ તેના જોગથી જંગમ થયા. આકારથી નાથ ઉત્પન્ન થયા. નવનાથનાં નામ, ઓહંકારી આદ નાથ, ઉદેનાથ પાર્વતી, સંતનાથ બ્રહ્મનાથ, સંતોકનાથ વિશનુ અચળ અચંભેનાથ જ્ઞાન પરેશ રંગનાથ, ગજવેલી ગજ[illegible]નાથ, માયા રૂપી મચ્છેદ્રનાથ, બ્રહ્માંડતીરંતરે શીશંભુજતી ગુરૂ ગોરખ્નાથ, એ નવ નાથ કહેવાય.

દુહા.

આદ શીવ ઉત્પન ક્રીયા, રાવળ જોગી તે;
મનુ નામ તીનકો દીયો. જોગ ઊપાસી જે.

ટીકા—નારદ મુની કહે છે કે હે રૂષીઓ એક સમે મહાદેવ આરે પાર્વતીજી કેલાશમાં બેઠાં હતાં તે વખતે શીવના ગણ બે પાસે હતા તેમનાં નામ નંદી અને ભંગી અને ઉમીયાજી પાસે બે ગણ હતા તેમનું નામ ગણપતી અને કાર્તિકસ્વામી. એ વખતમાં શિવજી જોગ અભ્યાસ કરતા હતા ત્યારે ઉમીયાજીએ કહ્યું કે હે પ્રભુ તમારા જોગથી મારી માયાનું પરિબળ વધારે છે, કેમકે મારી માયા આગળ તમારા જોગનું પરીબળ ના ચાલે શિવજી કહે છે કે હે ઉમીયાજી, તમારી માયા મારા જોગથી વધે નહિ.

દોહા.

તર્ક સુની સંશય કર્યો, સુણી નારદ વેણ;
જોગ માયા સમજાવીએ, કારણ સીધું એણ.

ટીકા—નારદજીનાં એવાં વચન સાંભળીને સર્વ રૂષીઓને સંશય થયો કે હે કરૂણાના સિંધુ જે જોગ અને માયા બે કહ્યાં તે અમોને સંશય થયો કે માયા જોગ કરતાં વધતી હોય તો જોગી લોકો જોગ શા માટે કરે એનો ભેદ ભિન્ન ભિન્ન સમજવામા આવે તેવી રીતે કહો. ત્યારે નારદ કહે છે કે હે રૂષીઓ, તમે સાંભળો, જોગ બે પ્રકારના છે કેમકે એક અફલ જોગ અને બીજો ફલ જોગ; એ રીતે બે જાતના જોગ કહેવાય છે. તેમાં ફલ જોગ કીયો કે જુઓ ઉઘાડો દીવો હોય તેને જેમ વાયુનો બાદ લાગે છે તે ફલ જોગ ને કાચની પેટીમાં જે દીવો હોય તેને જેમ વાયુનો બાદ લાગતો નથી તેનો અફલ જોગ કહે છે.

સિદ્ધાંત—ભક્તિ સહિત જોગ કરે છે તે કાચની પેટી સમાન છે તેને કોઈ માયાનો બાદ લાગતો નથી તે અફલ જોગ. અને ભક્તિ રહિત જોગ કરે છે તે ઉઘાડા દીવા સમાન છે તેને માયાનો બાદ લાગે છે તે ફૂદલ જોગ કહેવાય.

દોહા.

પાર્વતીએ માયા રચી, કીધો દેહકો ત્યાગ;
અદ્રષ્ય આપે ભાઈ, માયા સહીત વૈરાગ.

ટીકા—નારદ કહે છે કે હે સૌનક, હે સુખદેવ, એક ધ્યાન દેઈને સાંભળો આ સાંભળવા જેવી કથા છે તે હું તમને ભિન્ન ભિન્ન વિસ્તારીને કહું છું તે સાંભળો કે પાર્વતીજીએ કોપ કરીને પોતાના દેહનો ત્યાગ કરીને પોતે અદ્રષ્ય થયાં. કારણ કે શિવના જોગને બાદ લગાડવા માયાનો વૈરાગ જે સમપુરણ જુગતી કરી શિવના જોગને બાદ લગાડવા પાર્વતીએ બહુ ઉપાય કર્યા, પણ શિવજી સમાધિમાંથી ચળાયમાન થયા નહિ, ત્યારે પોતાની પડેલી કાયાનો કાપડી બનાવ્યો. તેનું નામ લાલુ કાપડી ઠરાવ્યો તે કાપડીએ અનેક પ્રકારના રાગરંગ અને ગાવણુ વિધી ઉત્પન્ન કરી તોપણ શિવ સમાધિમાંથી ચેતન થયા નહિ.

ચોપાઈ.

લાગી સમાધી અખંડ અપારા,
માયાકા કછુ ન ચારણવારા;
માયાકા ત્યાં પરીબળ નહીં,

સીવ રહે સમાધી માંહી.
હરી ઇશા હોતહુ જોગ પરતાપુ,
મનુ ઉપજત હો આપ હુ આપુ;
અનેક સુરજકી ક્રાંતી ભાંસી,
સગતીકી માયા તબ ગઇ નાસી.
શીવ રખવાળુ ભયો તે વારા,
લઇ ત્રીશુળ ખડગ ખડધારા.

ટીકા—નારદઉવાચ, નારદ કહે છે કે હે રૂષીઓ, જ્યારે પાર્વતીએ અનેક ઉપાય કર્યા પણ શીવને માયા લાગી નહી. આરંન નામ અલંકાર, વારંન નામ વીરચીંત શીવના અંતરમાં કાંઈ થયું નહિં કેમકે શીવ સમાધીમાં જોગ સાધતા હતા તે ભક્તી વડે રહીને, તેથી માયાનો બાધ લાગ્યો નહિં.

નારદ કહે છે કે–હે મુનીઓ, હવે 'હરીની ઇચ્છાથી અને જોગના પ્રતાપથી મનું જોગી ઉત્પન્ન થયા, તેમનું જોગીનું અને અનેક સુર્યની કાન્તીનું સમાન તેજનો પ્રતાપ જોઇને ઉમીયાજીની માયા નાસી ગઇ. અને મનુજોગી હાથમાં ત્રીશુળ તથા ખડગ ધારણ કરી ઉભા રહ્યા અને વિચાર કરવા લાગ્યા કે મને ઉત્પન્ન કરનારા કોણ એવું જાણી અંતર ધ્યાન કરી જોયું ત્યારે માલમ પડી આવ્યું કે મને ઉત્પન્ન કરનારા આ શીવજ છે. અને હું તેમના જોગના પ્રતાપથી ઉત્પન્ન થએલો છું એમ જાણીને એમની રક્ષા કરવા લાગ્યા.

દુહા.

તબ મનુ માયા રચી, કર્યો ઊમીયાપર કોપ;
ડમરૂ ડાખ વજાવી કરી, શીવને કર્યા અલોપ.

ટીકા—નારદઉવાચ, નારદ કહે છે કે હે સોનક હે સુખદેવજી મનુ જોગીએ એમ જાણ્યું કે મારા ઇષ્ટ દેવ આ શીવજ છે. અને સમાધીમાં બેઠા છે. ઉમીયાજીના વાદવીવાદથી પાર્વતી અને શીવજી બંનેનો સંવાદ થયો ત્યારે શીવ કહે છે કે મારો જોગ વધારે છે અને પાર્વતી કહે છે કે મારી માયા વધારે છે, તે શીવજી માયાને જીતવા સમાધીમાં બેઠા છે એવા પોતાના ઇષ્ટ દેવજાણી ને મનુ જોગીએ પોતાની માયા જોગના પ્રતાપથી માયાની સૃષ્ટી રચી અને અનેક જોગણીઓ, દેવી, દેવતા, ભુત, પ્રેત, બાવન પ્રકારના વીર, અને આઠ કુળી, પ્રકારના ભેરવ ઉત્પન્ન કર્યા, અને સર્વ કેલાસ અલોપ કર્યો. અને ઊમીયાજી, ગણપતી, અને કાર્તીકસ્વામી તેમને માયા સહીત ક્રોડ લોકોના વીષે અંતર ધ્યાન કર્યા અને કઈક કલપ સુધી ફર્યા પણ કાંઈ શીવનો પતો લાગ્યો નહીં ત્યારે ઉમીયાજીના મનમાં સંશય ઉત્પન્ન થયો કે શંકર તે ક્યાં રહ્યા અને કૈલાસ તે ક્યાં રહ્યો તેનો વીચાર કરતાંમાં આકાશ વાણી થઈ કે હે ઉમીયાજી તમો સીવનું અપમાન કરતાં હતાં તે શીવના જોગના પ્રતાપથી એક પુરૂષ ઉત્પન્ન થયો છે તે પુરૂષની માયા થકી તમે કૈલાસમાંથી આટલે છેટે તમને કાહાડયાં છે અને તમને ભાન પણ નથી કે ક્યા લોકમાં છીએ, અને તમે અભીમાન

કરતાં હતાં અને શીવના જોગને જીતતા હતા, પણ એ શીવના જોગના પ્રતાપથી એક પુરૂષ ઉત્પન્ન થયો, તેની માયાને જીતી શક્યાં નહી તો શંકરના જોગને તો ક્યાંથી જીતી શકો. અને કઈ કલપ થયાં તમે શીવને ખોળો છો તોપણ તમને કંઇ શીવનો પતો લાગતો નથી માટે તમે શીવના જોગને વખાણો અને અભીમાન મુકી સ્તુતી કરો; એટલે તમને શીવ પ્રસન થશે. આવી આકાશ વાણી સાંભળીને ઉમીયાજી શીવનું ધ્યાન કરવા લાગ્યાં. ગણપતી, કાર્તીકસ્વામી સહીત તપ કરવા લાગ્યાં ત્યારે મનુ જોગીના મનના વિશે કરૂણા આવી.

શ્લોક.

કોટી લંગ સંગંગ, ભવેક બુદ્ધિ કબુદ્ધિ ભાવા,
ચકરોતી ક્રોધંગ, કાંત પ્રભા વૃતંગ;
પુનરેવ કરોચી, પુનરેત્ર અવગતી.

ટીકા—મનુ જોગીએ એમ જાણ્યું કે મારે ક્રોધ શા વાસ્તે કરવો જોઇએ અને ઉમીયાજીને અલગ શા વાસ્તે કરવાં જોઇએ. કુટીલનો સંગ કરે ત્યારે કબુદ્ધિ આવે છે અને કબુદ્ધિથી ક્રોધ ઉપજે છે અને ક્રોધથી ધર્મ ધન દાન, માન, તપ, વ્રત, શુભ લક્ષણ, શાંતી, દાંન્તી, ભક્તી, આધીનતા જ્ઞાન, ભાવ, વૈરાગ, સતસંગ, એ શર્વનો નાશ થાય છે ત્યારે મનુ જોગીએ પોતાની માયાના પરીબળથી પાછાં ઉમીયાજીને કૈલાસમાં લાવ્યા અને ઉમીયાજીની પુજા કરી ચારો સ્તુતી કરી તેણુ ઠાણુ શીવની સમાધી

ઉતરી અને ચેતન થયા અને મનુ જોગીને પુછયું કે તું કોણ છે અને કયાંથી આવ્યો ત્યારે મનુ જોગી બોલ્યા અને કહ્યું કે હે મહારાજ આ સર્વ જોગણીઓ તથા વીર તથા ભુત, પ્રેત, પીચાશ, કિનારા, ગાંધર્વ એ સર્વ મેં ઉત્પન્ન કર્યા છે અને તમારી રક્ષા કરશો હજી પણ મારી મને ખબર નથી કે હું કયાંથી ઉત્પન્ન થયો ત્યારે શીવે અંતર ધ્યાન કરી જોયું તો એ પુરૂષ મારા જોગના પ્રતાપથી અને હ ( ની ઇચ્છાથી ઉત્પન્ન થયો છે. માટે એનું નામ મનુ જોગી અને " રા " નામે માયાનો રસ્તો. ઉમીયાજીની રચેલી માયા તેને " રા " નામે માયાનો માર્ગ મુકાવ્યો અને " વ " નામે વીચીત્રકળા, વીચીત્રકળા નામે પોતાની માયા રચેલી પોતે સંકેલી અને ઉમીયાજીની માયાને લાજવળાવી તેથી એની વર્ણ રાવળ મનુરાવળ જોગીઓનું નામ ઠરાવ્યું. અને શંકર પ્રસન થયા અને કહ્યું કે હે મનુ જોગી, મારી પાસે કાંઇ માગ, આજ હું તારાપર પ્રસન થયોછું માટે તુ માગે તે આપું મનુ કહે છે કે હે મહારાજ એક તમારી ભક્તી આપો અને બીજું ડમરૂં આપો અને ખપર આપો અને પતર આપો અને મારી રચેલી માયા મને પ્રસન રહે ત્યારે શંકરે પોતાના કુંડળ અને ભગવાં વસ્ત્ર, ડમરૂ, પતર અને ખપર એ સર્વે આપ્યું, અને કહ્યું કે હે મનુ મારી લંગાકારની પુંજાનો તું અધીકારી થયો પછી મનુનાં ગાંધ્રવની કન્યા સાથે લગ્ન કર્યા તેનું નામ સુમતી અને ખટ અક્ષરનો મંત્ર આપ્યો. " ઓમ નમઃ શીવાય " શીવે કહ્યું કે હે મનુ આ મંત્ર

તું જપજે અને આ ધર્મ પ્રમાણે ચાલજે. રાવળજોગીનું આકાશ દર્શન અને મુની ધ્યાન શીવી સંપ્રદા જોગ પંથ એટલે જનમ જોગી રૂદ્રાક્ષ, અરૂભગવાં અને સીધુરનું તીલક એ ત્રણ શણગાર રાવળ જોગીને આપ્યા અને શીવજીએ કહ્યું કે હે મનું આ વિના બીજો ધર્મ પાળે નહીં એવું શંકરે કહ્યું.

દુહા.

શીવ ભકતી વિના મુકતી નહીં, વિવેક વીચારીને જો;
વેદ પુરાણ ખટ શાસ્ત્ર કહે, હરી કીરપા પ્રાપ્તી ન હોઇ

ટીકા—શીવ કહે કે હે મનુ રાવળજોગી જોગીને શીવ ભક્તી વિના ઓર કોઇ ભક્તી તારે કરવી નહીં કારણકે મારા જોગથી ઉત્પન્ન થયો છે ઓર ઉપાસના ના કરવી.

શ્લોક.

ચંદ્રરૂપ યોગંગભવચ ભુલંગ,
ઓપ માનચ કીતગંમ સમ;
સાંકુ દ્રસ્ટી કુલહીન નર કંગ,
પરેવા રાવળ આપતમ સમ.

ટીકા—શંકરઉવાચ શંકર કહે છે કે હે રાવળ જોગી ચંદ્રરૂપી જોગ તેમાંથી ઉત્પન્ન થયો છે માટે મારા સીવાય તારે બીજો જોગ પાળવો નહીં ચોથા જુગમાં ધર્મ ભ્રષ્ટ થઇ જાશે. ચોથા જુગમાં રાવળ જોગી ધરમ કીયા ભુલી જઇને અધર્મ ચલાવશે અને અંતે તેની અસગતી પ્રાપ્ત

થશે, રાવળ વર્ણમાં મારો ધર્મ નહીં પાળે તેને ચાર પ્રકારની હત્યા લાગશે. ગૌહત્યા, બ્રાહ્મણ હત્યા, સ્રી હત્યા, અને બાળ હત્યા.

ચોપાઈ.

તરીયા તન તરીયા કરત ઘાતા,
તેહી હત્યા છે ઘોર નરક જાતા;
વીપ્ર ધેન હત્યા જેહ કરહી,
કામ સહીત ઘોર નરક પરહી:
છુટ તનહી કલ્પ સતકાલા,
જનમો જનમ અનેકા રહત વીહાળા.

ટીકા—નારદમુની કહે છે કે હે સોનક હે સુખદેવજી હે બીજા સર્વ મુનીઓ એવી રીતે શંકરે રાવળ જોગીને કહ્યું કે મારા વચન બહાર ચાલશો તોએ ચાર હત્યાનું પાપ લાગશે. તે હું તમને બતાવું છું, માટે મારા વચન ઉપરાંત ચાલશો તો ભ્રષ્ટ થશો અને દુઃખની પ્રાપ્તી થશે. માટે ચોરી, ચાડી, જારી, વીજારી, તથા માંસ, દારૂ એ સર્વેથી રહીત રહેવું, કેમકે એ તારો ધર્મ નથી. શાથી કે તું મારા જોગથી ઉત્પન્ન થયો છે. માટે તું ઉત્તમ જાતી થઇને એવું નીચ કરમ કરીશ તો તને દુઃખની પ્રાપ્તી થશે, અને નીચ ગતીને પામીશ. કેમકે જોગ સર્વથી ઉત્તમ છે એવી વેદ પુરાણની શાખ છે માટે નીચ કરમ કરવાં ઘટે નહીં અને જો કરીશ તો આ ચાર હત્યાનો અધીકારી થઇશ.

મનુઉવાચ—હે મહારાજ ! તમોએ મને હત્યાઓ કહી તે કેવી રીતે ભોગવવાની તે મને ભીન્ન ભીન્ન સમજાવીને કહો. ત્યારે શંકર કહે છે કે ગૌહત્યા, બાળહત્યા, સ્ત્રીહત્યા અને બ્રાહ્મણ હત્યા એ ચાર પ્રકારની હત્યાઓ કહી તેમાં એક હત્યા કરી હોય તો સો કલપ નર્કમાં રહેવું પડે છે. ચાર જુગ જાય ત્યારે એક ચોકડી કહેવાય એવી બોતેર ચોકડીએ એક ઇંદ્ર રાજ કરે એવા ચૌદ ઇંદ્ર થાય ત્યારે બ્રહ્માનો એક દીવસ જાય; એવા બ્રહ્માના ત્રણસોને સાઠ દીવસનું એક વરસ થાય એવાં સો વરસ બ્રહ્મા જીવે એવા ચૌદ બ્રહ્મા થાય ત્યારે વીશ્નુનો એક દીવસ થાય; એવા ત્રણસોને સાઠ દીવસ જાય ત્યારે વીશ્નુનું એક વરસ ગણાય એવાં સો વરસ વીશ્નુ જીવે એવા ચૌદ વીશ્નું થાય ત્યારે શંકરનો એક દીવસ ગણાય, એવા ત્રણસોને સાઠ દીવસનું એક વરસ શંકરનું થાય એવાં શંકરનાં સો વરસ જાય ત્યારે એક કલપ થાય. એવા એક હત્યા કરનારને સો કલપ નર્કમાં રહેવું પડે એવી રીતે ચાર હત્યાઓ કરનારને ચારસો કલપ રહેવું પડે. માટે હેમનું આવી ઘોર હત્યાઓ કહેવાય માટે જે મારૂં વચન નહી માને તો તેને કેટલાક કલપ થઇ જાશે તોય છુટશે નહી.

## ચોપાઇ.

અઢાંઠ પુરાણ સંસકૃત સાગર, રચ્યો મુનીવાસ વીશ્નુ આગર.
શુનકાદીક નારદ સંવાદ, હેમાનંદ ભાષા કહી યાદ.
સંવત ઓગણી સઠ સરોસાર, તીથી એકમને બુધવાર,
આસો માસ પખ અંધીઆર, તબહીનીજ મનકોના વીચાર.

માનદાસ આગળ હીકીના, તે કારણુ ભાષા ગ્રંથ દીના;
ગૌતમ ત્રઠ ગોતર તેહી જાણો, રાવળ વંશ ઉદાર પરમાણો.
ગામ શનીચાર રહે નીજ ધામા, તે સદા રામતાત કે નામા.

દુહા.

પશ્ચિમ ધરાના દેશમાં, નગર પારકર ગામ;
ગુરૂ વલંભગર સ્વામી, મમ હેમાનંદ કવિ નામ.

ઇતિશ્રી રાવલ ધર્મ સંબંધી ઇતીહાસ સંપુર્ણ.

અથ શ્રી રૂદ્રાક્ષ મંત્ર લખ્યા તે.

ઓમ ગુરૂજી મુખે બ્રહ્મા, મધે વિષ્ણુ લંગીકારંમ.
વેરત્રે રંગ પતરે, પતરે સર્વ દેવતા, રૂદ્રાક્ષ દેવનમ સતતે.

૨.

ઓમ ગુરૂજી અરબત નરબત ધુધુકારા,
શિવ પાર્વતીએ કર્યા પસારા;
સર્વ ધાતકા લીંગ બનાયા,
દહ નખ ચીરા ભંગ બનાયા,
સવા હાથ ધરતી રૂધિર ભીંજી,
અમર ભીંજી કાયા, સોઈ વસ્તુકા જેરૂ બનાયા,
ગેરૂ અંચળી ગંગા જળ સત ગુરૂના ઉપદેશ દત્ત.
ચળી દેશાવરા, કરી કરી ભગવા વેષ,
વિના જાપ ભગવાં કરે પંઠ પડે પ્રલે જાવે,
જપે જાપ ભગવાં કરે સો જોગીવાસા અમરાપર પાવે.
ભગવાંકા જાપ સંપૂર્ણ ભયા, મહાદેવે પાર્વતીકુ કહ્યા.

## ઉપદેશ.

ઓમ ગુરૂજી અરવે નરવે ધંધુકારા, શીવ શક્તિ કર્યોને
પસારા; યાદનાથને યાદ કરકે, કીયો ઉપદેશ
જેદી ધરતી થાપન, મેર મોડો આપ કર્યો આકાશ;
કાને કમંડળ જળ હુરે, ડમરં ડાબે હાથ
ઈશ્વર પારવતીએ મોટા કર્યા, રાખ્યાં ગરૂણની પાસ;
સાંગામાંથી આપી બેસવા, જોગી તારો જોગીનો ઉપદેશ.
ઇશ્વર પારવતીએ કીયાહો આપ, જન્મ જોગી ઉપદેશી સંપુર્ણ
હુવા; અહુનકોટ સીધામાં, બેઠ ઇશ્વર પારવતીકું કીયા.

## પતરના જાપ.

ઓમ ગુરૂજી યાદ ગુરૂ સબદેકા,
ઇશ્વર પાર્વતી મીલકે કીયા, પતરકા પ્રકાશ,
પતર દીયા જોગીકુ હાથ, જોગી લે ચલા અપને સાથ;
ઉસમે ભરા ખાવે, પતર હુવા પાક.
ફીરને ચંદમ ચોકમ, મહાસતીને પાયા,
પડ મંતર જોગી પતરમાં ખાય, સો પ્રાણી અમરાપુર પાવે
બીના જાપથી પતરમાં ખાય, સોય નર કુંડમાં જાય,
જપો જાપ કટે પાપ, આપજો નીરંજન આપો આપ
પતર જાપ સંપુરણ હુવા, અહુન કોટ સીધામાં બેઠકે ઇશ્વર
પારવતીકુ કીયા

## સિંધુરના જાપ.

ઓમ ગુરૂજી સિંદુર સિંદુર કહાંસી આયા,
દુર દેશથી આયા, ગવરીકા પુતર ગણેશ લાયા

મેરૂ ગડ પરવતસેં આયા હથેળીમાં હનુમાન વસે,
મુસ્તકમાં કાળભેરવ વસે.
અમારી પાસે સબદ માગે, ઉસકા જડામુળ જાવે,
સિંધુર જાપ મંપુરણ હુવા, અહન કોટ સીધામાં બેઠે ઇશ્વર પારવતીકુ કીયા.

## અથ શ્રી ગુરૂ મહીમા લીખ્યતે.

જેશ્રી ગુરૂ ગણપતી નમો, જેશ્રી પરમાત્માને નમો:
જેશ્રી ગુરૂદેવને નમો, જેથી બુદ્ધિ પ્રકાશ એવા સતગુરૂ દેવને વંદુ વારંવાર.

---

ગુરૂ મારા સ્વામી હેમાનંદ, તેથી સૌ છુટ્ટ જગના ફંદ;
શરણે આયાને દીજે ચાથ, કીરપા કરીને ઝાલીએ હાથ.
ચીત્ત આપ ચરણમાં ચોટયુ; હવે બીજે સરવથી છુટયુ;
હવે મારે નહીં બીજો સ્વામી, એવું કહું છું શીરનામી.
હું અધર્મી મહા અજ્ઞાની, આપ પ્રભુ છો પુરણ બ્રહ્મનામી;
એવી વેદ પુરાણમાં છાપ, એવો સતગુરૂનો મહિમા અમાપ;
શીવ વીરંચીને શુકદેવ, રામચંદ્રે કરી ગુરૂસેવ.
એવા સદગુરૂ દીન દયાળ, ચરણે મસ્તક મુકું હું બાળ;
માત પીતા બંધુ પરીવાર, તમવીના મારે નહીં આધાર.
મારે તો ગુરૂદેવ ગુરૂ ઇશ, એવું માનું છું વીસવાવીસ;
એવા સદગુરૂ દીનદયાળ, સદા સેવકના પ્રતીપાળ.
ચૌદ લોકમાં ગુરૂનું રૂપ, આદી અંતને મધ્ય અનુપ;
જ્ઞાની મુની ધ્યાની ને દેવ, જાણી ના શકે ગુરૂનો ભેવ.
તેથી હું વંદુ છું વારંવાર, સેવાથી ઉતરે ભવપાર;
એવો સંતાનો મહિમા અગમ, સુરતી શેષ કહે છે નીગમ.

પરા પારની કહીએ જે વાણી, ગુરૂ મહિમાને ના શકે નાણી;
ગુરૂ મહીમા અખંડ અજીત અમાપ, તે હું કેમ કરી પામું પાર
નારદે વીષ્ણુને દીધો શ્રાપ, અગષ્ટે સમુદ્ર પીધો અમાપ;
એતો ગુરૂ સેવાનો પ્રતાપ, એવું વીષ્ણુ બોલ્યા મુખે આપ.
કાશી પ્રયાગ ગુરૂનું રૂપ, બદ્રીકેદાર જગન્નાથ ભુપ;
રામેશ્વર દ્વારકાંનાથ, દાન દે જઇ આપ પોતાને હાથ;
તોય ગુરૂ સેવાના તોલે ના આવે, એવું વેદ પોકારીને કહાવે;
સપ્ત દ્વીપને નવ ખંડ, એવો ગુરૂ મહીમાનો પ્રચંડ.
ધ્રુવ પ્રેલાદને બળીરાય, ગુરૂ પ્રસાદનો એ મહીમાય
રામચંદ્રને કૃષ્ણભગવાન, ગુરૂ સેવાનું કરૂં વર્ણાન.
એવો ગુરૂનો મહીમા અપાર, તેથી વંદુછું વારંવાર
તપ તીરથને વેદ પુરાણ, ગુરૂ સેવાનાં નહીં પ્રમાણ.
એવી અનેક આપીએ છાપ, ગુરૂ મહીમાનો ના થાયે માપ.
ચૌદ લોકમાં ગુરૂનું રૂપ, એક અનુમાત્ર ખાલી નહીં અનુપ
જે જે કહીએ તે ગુરૂનું રૂપ, તેથી મુન ગરાઇને રહીએ ચુપ.
મારા અવગુણ હશે અનેક, આપ મનમાં ના લાવશો વીવેક.
હું અજ્ઞાની મહા અભીમાની, કુડકપટી ક્રોધીને કામી.
આપ શરણે આવ્યો અંતરજામી, કરજોડી વિનતી કરૂં શીરનામી
ધર્મ અર્થ કામને મોક્ષ, તે સર્વેનો મારે સંતોષ
ચૌદ લોકનો ભોગ જે કહેવાય, તે તો મારા મનના સેવાય.
માટે કરજોડી કહું સ્વામી, આપો ભગતી અંતરજામી.
પારસ સ્પર્શે લોહ પલટાય, ગંગા નહાયાથી પાપજાય.
કામધેનું સુરતરૂ જેહ, મનવાંછીત ફળ આપે તેહ.
ભમરી કીટને પાંખો લાવે, સીંહ શરણે જંબુક ના આવે

એમ અનેક દ્રષ્ટાંત કહાવે, ગુરૂ સેવાના તોલે ના આવે.
અજ પદને કૈલાશ, ગૌલોક લોકને વૈકુંઠવાસ.
ગુરૂ ચરણુમાં સર્વે પ્રકાશ, મુક્તિની નહીં મારે આશ.
એવા ગુરૂ અખંડ સ્વરૂપી અનામી, વિનંતી કરૂં હું શીરનામી.
ગુરૂના ગુણુનો પાર ના આવે, એવું સંત પોકારીને કહાવે.
મારે શીવ વીરંચીને શેષ વેદ, ગુરૂના મહીમાનો જાણે ભેદ.
મારે હું મુંઢ તે શું વખાણું, જેમ કૃષ્ણ આગળ તાંદુળ જાણું;
આસપાસ નીચે ને આકાશ, પુર્વ પશ્ચિમ ઉત્તર દક્ષીણ પ્રકાશ.
જ્યાં જોઉં ત્યાં ગુરૂનું રૂપ, તેથી મુનગરાઇને રહું ચુપ;
જે કોઇ ગાશે નરને નાર, તે સંસાર સમુદ્ર ઉતરે પાર.
ગુરૂ ચરણમાં આયો હું ઊલ્લાસ, ગુરૂ મહીમા કર્યો માનદાસેપ્રકાશ
એવો ગુરૂ મહીમાનો પ્રતાપ, કોટી જનમનાં જાય પાપ.

દુહા.

સત ગુરૂ હેમાનંદ દેવ છે, આદ અંત એકરૂપ;
કરજોડી વીનતી કરૂં, માગું ચરણુની રજરસ કુપ
ગુરૂ હેમાનદ સ્વામી મમ, હું ચરણુનો દાસ.
કરજોડી વીનતી કરૂં, મુજપર રહેજો સદા ઉલાસ
સંવત ઓગણી સ:સઠો, પોસ દશમ બુધવાર.
કૃષ્ણ પક્ષને હેમરૂતુ, માનદાસે કર્યો પ્રકાશ.

રાગ કાફી.

માયામાં શું મોહી રહ્યોરે અજ્ઞાની જીવ.
સમજી વીચારી જાજોરે છો પોતે શીવ.
માયાનો આખડ મોટો, જોબન છે વાયુનો ગોટો,
પડતાં થઇ જાશે ખોટોરે—અજ્ઞાની.

જગત સર્વે જાશે ચાલી, ભરી પાપ તણી પાલી,
અંતેતો સર્વે ખાલીરે—અજ્ઞાની.
આ જગતમાં કાંઈ નથી સાચું, રામ નામ વીના સર્વ કાચું.
સમજે તેના ચરણે જાચુંરે—અજ્ઞાની.
ભજન વિના દીવસ ખોવે, જમડા તારી વાટો જોવે.
અંતકાળે પોકે રોવેરે—અજ્ઞાની.
આ શીખામણ માની લેજો, સૌ રામનામ મુખે કહેજો,
કહે મોહનદાસ સંતો આશીષ દેજોરે=અજ્ઞાની.

## રાગ લાવણી.

દાઉં કરજોડી વીનવું સ્વામી, આપો મતી મને શુભકારી.
ગોવીંદજીના ગુણલા ગાઉં, ઉલટ થયો મુજને ભારી.
માયાની મોટી ફોજું ચાલે છે, કાયા નગરી લીધી ઘેરી;
પાંચ જોદ્ધા માંહી બહુ છે બળીઆ, મમતા તણી ચડી દારી દાઉં
માહા મનવો માંહી મોટો છે જોદ્ધો, કોઇની ના લાગે કારી.
ઘણી તો સંતાઇ ગયો છે, વલે શી થાશે તારી.—દાઉં.
કુબુદ્ધીનો આ કોટ બન્યો છે, અજ્ઞાનની બાંધી અંધારી.
સમજીને જો બહાર જવું હોય તો તમો સારી—દાઉં;
પાંચ જોદ્ધાઓને પ્રથમ જીતો, જીતોને મમતા નારી.
માયાને તમો મારી કરી, જાઓ મોક્ષની એજ બારી—દાઉં.
માનદાસ ચરણે ગાયા મોહનરામ, અરજ સુણોને ગોવીંદમારી;
સંતોની તમે સાહાય કરજો, માગું માફી હું મોરારી—દાઉં.

## રાગ લાવણી.

હરી હરી તમે સર્વે સમરો, વીનતી આ સુણોને મારી;

દેહ તો કાલ પડીઆ જાશે, આગળ છે નરકકારી.
જનમ મરણ એ બે વખતે, દુઃખ છે અતી ભારી,
હજારો વીંછીની વેદના થાશે, કહું શું તમોને પોકારી-હરી.
મુરખને મહામદ ચડ્યું છે, સંતોની સેવા ના કરવી.
ખાઉ ધુતી ધન ભેગું કરી, થેલીઓથી લીધું ભરવી-હરી.
વ્રક્ષ ઉપર એક પંખી બેઠું, બાજ ઝપાટા બહુ કરે;
એતે તો ચેતાણું તુજને, શીર ઉપર તો કાળજ ફરે-હરી.
સતગુરૂ ચરણોની ઓથો લેજો, જનમ મરણ દુઃખ સહેજે હરે
બંધન સરવે છુટે એ વેળા, કાળ બીચારો કયા કરે-હરી.
આનદાસ ચરણે ગાયા મોહનરામ, શીખામણ છે આ સારી;
શ્રીહરીનું સ્મરણ કરી લયો, સંસાર દુઃખ છે અતીભારી-હરી.

## રાગ કાફી.

માયા મમતા પરહરો, મુકીદો આ મનના ચાળા.
દેહના દંડતો ભોગવવા પડશે, ઘણાએ ભરીઆ ઉચાળા.
પુત્ર પરીવારની ખોટી છે, મીત્રાઈ જુઠી આ સંસારા.
રામ નામનું સ્મરણ કરી લયો, તેથી ઉતરો ભવપારા-માયા.
ધર્મ રાજાની બીક ધરો, જમડા માર ઘણો મારે;
છળ કપટ છેદો એ વેળા, ધર્મ તણા આધારે-માયા.
ધન જોબન વાદળની છાયા, પડતાં વારો નહીં લાગે;
માયા આશા કરતાં ભાઈ કારમુ આવી દુઃખ જાગે.-માયા.
અંતકાળનું દુઃખ છે આકરૂં, કશું કામ તારે નહીં આવે,
સગાંવહાલાં સર્વે જોવા આવશે, ડામ ઝાઝેરા તુને ઘાલે-માયા.
આનદાસ ચરણે ગાયા મોહનરામ, વિવેકથી તમો સૌ ચાલો;
કુડ કપટ પડતાં મુકીને, હરીથી ભાઈ તમે હાલો-માયા.

## રાગ પ્રભાતી.

મુરખ તું મૂંઢ રહ્યો, દેવ દરશન નવ ગયો,
માયા મમતા કરતાં, કાળ તારો આવી રહ્યો.
સંસાર સાચો નથી, કહું છું તમને કથી કથી,
દેહતો કાલ પડી જાશે, શીદ પ્રપંચમાં મરો મથી-મુરખ.
જગતનું સુખ જોઈ, શું રહ્યો માયામાં મોહી;
હરીના ભજન વીના, આખી તે ઉમર ખોઇ—મુરખ.
સૌ સ્વાર્થના સારૂ, મીથ્યા કરે મારૂં તારૂં;
કાળ ડંકા દેઇને ચડશે, નહી રહે નાસવાનું બારૂ—મુરખ.
અમૃત આગળ ધર્યું, પીતા ના આવડયું ઢળી ગયું;
જગમાં તેં જનમ ધરી, શું શુભ કામ કર્યું—મુરખ.
સંત સુજાણ્યા છે એમને, વેદનાં વખાણ છે.
અજરા અમર એક આત્મા, અમૃતની તો ખાણ છે-મુરખ.
હરખ હૈયે ધરી, હરી, હરી હરી સ્મરણ કરી,
માનદાસ ગુરૂના ચરણે, મોહનરામે વાણી કરી-મુરખ.

## ચોપાઇ,

ઇતીહાસ કર્યો પ્રકાશ, ધરી મનમાંહી ઉલાસ;
જે કોઇ ગાશે નરને નાર, સંસાર સાગરથી ઉતરે પાર.
એવો આદી અનાદીનો ધર્મ, રાવળ જોગીનાં કીધાં કર્મ;
હેત ધરીને પાળશે જેહ, દુઃખ સ્વપ્ને ના પામે તેહ.
એવું શંકર કહે છે વાણ, મટી જાય ચોરાસી ખાણ;
ચૌદ લોકમાં થાય વખાણ, એવું શાસ્ત્ર આપે પ્રમાણ.
માનદાસ જુગતે કરે વખાણ, જેથી જગમાં થાશે જાણ;
ગામ ઉમરેજે હેમાનંદ આયા, પ્રીત ધરી ઇતીહાસ લખાયા;

સંવત ઓગણી સડસઠો સાર, માહાવદ ત્રીજને ગુરૂવાર.
હેમરૂતુ ઊધરેજ ગામ, મોહનદાસ લખીતંગ નામ;
રાવળ જોગી ઉદાર પ્રમાણ, તાત ધુળા છે બુદ્ધીવાન.
ધર્મ રીતીમાં ચતુર સુજાણ, જાણે વીવેક વીધી પરમાણ;
કરજોડી વીનતી કરૂં વારંવાર, સમજી લેજો ઇતીહાસનો સાર
ભુલચુકની માફી માગું, સૌના ચરણે લળી લળી લાગું;
નથી ગર્વ ધરીને ગાયું, સવના હેતથી આનંદ આયુ.
માનદાસ તો કહે છે વાણ, હેમાનંદ ગુરૂ ચતુર સુજાણ

## રાગ સામેરી.

સજન મારા વીરારે, ભક્તી લક્ષણ સાંભળોરે,
જેથી આભવનો પામો પાર,
નવધા ભક્તીનારે લક્ષણ હોય અંગમાંરે,
તેથી સૌ અળગા રહે છે વીકાર— ટેક.
પહેલું લક્ષણરે શ્રવણ કીજીએરે,
જેથી મોક્ષ પામ્યા પરીક્ષત રાય;
સાત દીવસરે એક ચીતે સાંભળીરે,
તન માંહી મળી રહ્યો એકતાર. સજન.
બીજું લક્ષણરે કીરતન કીજીએરે,
જેના ચૌદ લોકમાં જશ ગવાય;
ને એવું લક્ષણરે નરસીંહ મેહેને પાળીયુંરે,
જેને મળીયા શ્રી કૃષ્ણ મોરાર. સજન.
ત્રીજું લક્ષણરે સ્મરણ કીજીએરે,
જેથી ધ્રુવ ઠરીને બેઠા ઠાર;
ચોથું લક્ષણરે સેવન પુજન કીજીએરે,
અમરીષ પાળ્યું પ્રેમ ધરીને અપાર. સજન.

પાંચમું લક્ષણરે અરપણ કીજીએરે,
જેથી પ્રભુ પ્રગટ પરસન હોય;
એવું લક્ષણરે બળીરાયે પાળીયુંરે,
તનમન ધન અર્પણ કર્યું તે વાર. સ

છઠ્ઠું લક્ષણરે મીત્રાચારી કીજીએરે,
એવું અરજુને પાળ્યું નીરધાર;
આદને પહોરરે કૃષ્ણની સંગે રમેરે.
ધન તેનો અવની વિષે અવતાર. સ

સાતમું લક્ષણરે દાસ પણું કીજીએરે,
એવા એક હનુમંત માહા બળવંત
રામચંદ્રનીરે સેવા શીર સાટે કરીરે,
લંકાજાતાં ક્ષણું ના લાગીવાર, સજન.

આઠમું લક્ષણરે નીશ્ચેપણું કીજીએરે,
એવાતો એક પ્રલાદ રાય માહાધીર;
હીરણાકશ્યપેરે અનેક દુઃખ આપીયુંરે,
તોય હરીમાંથી ચીત ન ચોર્યું લગાર. સજન.

નવમું લક્ષણરે ક્ષમા કીજીએરે,
એવા મુની વસીષ્ઠ મહા ગુણવાન;
વિશ્વામીત્રેરે સો પુત્ર મારીયારે,
તોય વિશ્વામીત્રને ઉતરાપાર. સજન.

એવી શાખોરે શાસ્ત્રમાં અનેક ભેરે,
તે સૌ સંત પોકારીને ગાય;
પ્રેમધરીનેરે નરનારી પાળશેરે,
માનદાસ કહે હરીચરણમાં જાય. સજન.

સમાપ્ત.